રામ કહો, રહેમાન કહો, કોઉ કા'ન કહો, મહાદેવ રી રે
પાર્શ્વનાથ કહો, કોઈ બ્રહ્મા, સકળ બ્રહ્મ સ્વયમેવ રી રે

જોઇએ તો ભલે રામ કહો, રહેમાન કહો, મહાદેવ કહો, પાર્શ્વનાથ કહો, બ્રહ્મા કહો; કહો તે બધા એક જ તત્ત્વનાં ભિન્ન-ભિન્ન નામ છે.

ભાજનભેદ કહાવત નાના એક મૃત્તિકારૂપ રી રે.

માટીના બનેલા ઘડાઓ નાના હો કે મોટા હો, લાલ હો કે કાળા હો; પણ તેમાં રહેલું મૂળતત્ત્વ માટી તો સૌમાં એક જ રૂપે છે.

પીપા ભગત કહે છે કે:—

પીપા પાની એક હૈ, પનિહારી હૈ અનેક;
ભાજનમેં બિગરા ભયા, નીર એક કા એક.

એ અક્ષરશ: સત્ય છે. જેમ નદીનું પાણી એક છે, ભાજન જુદાં છે; તેમ મૂળ તો સ્વરૂપ એક છે, ધ્યેય એક છે, ફેર માત્ર વાસ્તવિક સમજનો, બાહ્ય વિધિનો અને બાહ્ય ક્રિયાઓનો છે. કોઈ પશ્ચિમમાં જુએ, કોઇ પૂર્વમાં જુએ, કોઇ લાંબું ટીલું કરે, કોઇ ટૂંકું કરે, કોઇ કંકુનું કરે, કોઈ કેસરનું કરે, કોઇ ભજન કરે, કોઇ સ્મરણ કરે, કોઇ પ્રાર્થના કરે, તો કોઇ મૌન રહે; તે તો બધે બાહ્ય વિધિ-ઓના ફેરફાર છે. તેમાં ભેદ અને ઝઘડા શા ?

મનુષ્ય જે જે ભૂમિકા પર હોય તે ક્રિયા કરે અને તે તે જાતનો વેશ સજે, એમાં ભેદ છે જ ક્યાં ? જુઓ, કોઈ સવારમાં દૂધ પીએ તો કોઇ ઉકાળો પીએ, કોઇ ચા પીએ તો કોઇ રોટલો ને દહીં ખાય, વળી કોઇ રોટલી ને ભાત તો કોઇ મિષ્ટાન્ન ખાય. એક ઘરમાં જેને જેમ રુચે અને ફાવે તે ભોજન કરે. તેમાં કોઈ ને કાંઇ વાંધો નથી. કોઇ સવારનું ખાણું સાંજે લે કે સાંજનું ખાણું સવારે લે, તો પણ કોઈ તેને અટકાવતું નથી.

મને યાદ છે કે જામનગરમાં નરસિંહભાઇ કરીને એક સર્જન

ડૉક્ટર હતા, તે હંમેશાં સવારના પહોરમાં ખીચડી જ ખાતા, તેમને મેં પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે મને આ રુચે છે.

જેમ આ બાબતોમાં કોઇને વાંધો લેવાનો હક્ક નથી, તેમ ધર્મની અંદર પણ જુદીજુદી ક્રિયાઓ કરવામાં આવે તો તેમાંય વાંધો લેવાનો કોઇને હક્ક નથી. અને તેમ કરવાની આવશ્યકતા પણ નથી.

જેમ અન્ન એ શરીરનો ખોરાક છે, તેમ ધાર્મિક ક્રિયા પણ આત્માનો ખોરાક છે. ખોરાકનું કામ લોહી અને તેની શક્તિ પૂરાં પાડીને દેહને પુષ્ટ કરવાનું છે. તે જ રીતે ધર્મક્રિયા પણ માનવ-જાતિના વિકાસને પુષ્ટ કરે એ જ સાચી ક્રિયા. આ હેતુ બરાબર સમજાય તો સમજફેરના પૂર્વગ્રહના, કદાગ્રહના ઝગડાનો વહેલામાં વહેલો અંત આવી જાય.

આપણે સૌએ બરાબર સમજી લેવું જોઇએ કે ભિન્નભિન્ન દિશામાં અને ભિન્નભિન્ન વહેતી ઝરણી અને સરિતાઓ આખરે સમુદ્રમાં જ જઈને મળવાની છે. તે જ રીતે ભિન્નભિન્ન વિધિદ્વારા પ્રવર્તતા ધર્મો આખરે વિભુમાં જ મળવાના છે. તેનો ઉદ્દેશ સ્વરૂપ-પ્રાપ્તિનો, વિભુત્વને પહોંચવાનો હોય છે. એના અર્થે જ તેમના પ્રયત્નો હોય છે.

જો સર્વ મનુષ્યોનું ધ્યેય એક જ છે એટલું જાણીએ, તો આજે ધર્મના નામે જે ભેદની દીવાલો એકબીજા વચ્ચે ખડી થઈ ગઈ છે તેને બદલે સમભાવ જાગૃત થાય, અને પરસ્પરના સહકારથી આગળ વધી શકાય. પણ આવી સાદી સમજ પણ માનવ ભૂલી જાય છે. ત્યારે મહામુસીબતો ઊભી થાય છે.

**ધર્મના નામ પર**

'ધર્મ કે નામ પર' એ નામના પુસ્તકમાં એના લેખકે ધર્મને ઓઠે ચાલતી માનવીની નિર્બળતાનું ભારે રૌદ્ર ચિત્ર દોર્યું છે. જો

કે એમાં માત્ર એક જ વસ્તુ આપેલી છે. એટલું તો સાદી બુદ્ધિથી પણ સમજવું જોઈએ કે ધર્મ હોય ત્યાં ઝઘડા ન હોય, વૈભવ-વિલાસ ન હોય, હિંસા ન હોય; ધર્મના નામે વિશુદ્ધ પ્રેમ, અહિંસા, સંયમ અને ત્યાગ હોય !

થોડાં જ વર્ષો પહેલાં સાંગલી ખાતે પશુયજ્ઞની રોમાંચકારી ઘટનાની બીના આવી હતી. વિદ્વાન, સાક્ષર કે પંડિતો પણ જો આ જમાનામાં પણ દેવ કે દેવીને નામે જીવતાં જાનવરોને હોમે, ત્યારે તો એ નિર્દયતાની અવધિ જ ગણાય ! જંગલી લોકો પણ હવે તો સમજી ગયા છે કે, 'દેવી કે દેવ એ જો પ્રાણીમાત્રનાં માબાપ હોય તો નાનાં કે મોટાં બધાં પ્રાણી એમને તો બાળ સમાં જ હોય. એ એક બાળકને હાથે બીજા બાળકને મારવાનું કેમ કહે ? આ તો ભૂવાનાં ધતિંગ છે.' અને એ અક્ષરશઃ સત્ય છે. માણસ પોતાની સ્વાદલિપ્સા પોષવા ખાતર દેવદેવીનું ઓઠું લઈ આવું પૈશાચિક તાંડવ ખેલે છે.

લૉર્ડ હાર્ડિંગના પિતા જ્યારે હિંદની વાઇસરૉયપદે નિયત થઈને આવ્યા ત્યારે આજે જ્યાં મહાકાલી સ્ટેશન છે તે સ્થળે મહાકાલી માતાનું મંદિર હતું, ને તેની આગળ એના ભૂવાઓ ગર્ભિણી સ્ત્રીઓને પકડી લાવીને નવરાત્રીમાં ભોગ ચડાવતા. આ રૌદ્ર લીલાની વાત સાંભળી એમનું હૃદય કકળી ઊઠ્યું. તેઓને સમજાવવાના વાઇસરૉયે ઘણા પ્રયાસો કર્યા પણ તે લોકો ન જ માન્યા. અને પ્રયાસો જ્યારે નિષ્ફળ ગયા ત્યારે જે દિવસે એ રાક્ષસી ક્રિયા થવાની હતી, તે જ દિવસે એક શસ્ત્રધારી મોટી ફોજ છૂપી ગોઠવી. જ્યારે ભૂવાઓ ધૂણવા લાગ્યા અને બહેનોને મારવાને તૈયાર થયા, ત્યારે સંકેત પ્રમાણે એકદમ રાત્રે સશસ્ત્ર ફોજ ખડી થઈઃ ભૂવાઓને મારી માતાઓને મુક્ત કરી. ઉપરાંત એ સ્થાનને હતું ન હતું કરી મેલ્યું. મૂર્તિનું નિશાન સુદ્ધાં ન રહેવા દીધું. એક જ રાત્રિમાં એ બધું કામ ઝપાટાબંધ કરી નાખ્યું. આજે આ સ્થળે રેલવેનું મહાકાળી નામનું સ્ટેશન છે.

કોઈ પણ શાસ્ત્રીય ગ્રંથો પશુબલિ કે નરબલિનું વિધાન નથી કરતા એ ભાગ્યે જ કહેવાનું હોય ! વેદના વાસ્તવિક અર્થોને, તેનાં રહસ્યોને નહિ જાણવાથી જ, પરિણામ હિંસામાં પરિણમ્યું છે. ઇંદ્રિયોના વિષયોને હોમી પવિત્ર સંયમનું આરાધન કરવું, એ વૈદિક કર્મકાંડોનો મુખ્ય ધ્વનિ છે. કોઈ કામના સિદ્ધ કરવા કામ્ય યજ્ઞ કરે છે, એ દ્રવ્યયજ્ઞમાં પણ પ્રાણીજન્ય હિંસાને સ્થાન નથી.

જે રીતે વૈદિક ગ્રંથોની વાત કરી, તે જ રીતે કુરાન અને બાઈબલ કે ઇતર કોઈ ધર્મશાસ્ત્રમાં કોઈ હિંસાનું પ્રતિપાદન નથી.

હું કહી ગયો છું કે કુરાને શરીફમાં કોઇ એવી આજ્ઞા નથી કે ઇસ્લામને નામે હિંસાનું વિધાન કરી શકાય. અને ન જ હોય. કેમકે સત્ય એ સત્ય જ છે, એ બે નથી હોતાં. મને એ ભારે આશ્ચર્ય થાય છે કે જે ઇસ્લામીનું હૈયું હજ વખતે લીલા દાતણની સળી પણ કાપતાં દુખાય છે, તે જ ઇસ્લામી બિરાદર ઈદને દહાડે કરોડોની તાદાદમાં બકરીઓની કતલ કંડે કલેજે કેમ સહી શકે છે ? એક વાઘ હોય તે ભક્ષ માટે પશુને મારે એ સમજી શકાય છે. કારણ કે એની હોજરી અને ભૂમિકા જ એવી છે. પણ માણસ નિર્દોષ પ્રાણીઓને કતલ કરી માંસાહાર કરે, એ વાત ગળે જ ઊતરતી નથી. જો એ એનો આહાર જ હોત તો એની હોજરી, દાંત અને નખ જુદા જ પ્રકારના હોત, અને માંસને રાંધવું ન પડત ! પણ માણસ જ્યાં લગી માનવતાને માર્ગે નથી ત્યાં લગી તે આવા અનર્થ કરી રહ્યો છે. અહીં તો હું એ કહી રહ્યો છું કે આ અનર્થને અનર્થ માને કે લેખે ત્યાં લગી ઊગરવાનો આરો છે. પણ જ્યારે ધર્મને ઓઠે જ માણસ અનર્થ કરે છે ત્યારે તો એ ભારે અક્ષમ્ય થઈ પડે છે. આમ કરીને પોતપોતાના ધર્મની અને પયગંબરોની પ્રતિષ્ઠા માણસ ખોઈ બેસે છે, અધઃપતનને માર્ગે ધકેલાય છે.

**'જૈન ધર્મને નામે'**

જૈન ધર્મના નામે ઘણા પંથો પડી ગયા છે. એમનામાં યજ્ઞ

કે બીજા કોઇ બહાને સ્થૂળ હિંસા નથી. એટલું જ નહીં પણ જગતની નિર્માંસાહારી સર્વ પ્રજાઓ ઉપર જૈન સંસ્કારોની સીધી કે આડકતરી છાપ છે. આર્ય પ્રજાને યજ્ઞોનું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં મહાવીર અને ભગવાન બુદ્ધનો મહાન ફાળો છે. જૈન સંસ્કૃતિએ અહિંસાની જે સક્રિય પ્રણાલી આપી છે, તે અજોડ છે. આમ છતાં આજે એમની અહિંસાનું ક્ષેત્ર ભારે ટૂંકું અને ધ્યેયવિહૂણું બની ગયું છે, એ સત્ય મારે કહેવું જ જોઈએ. એ વિષે વિસ્તારથી હું પ્રસંગોપાત્ત કહીશ. અહીં તો એટલું જ કહું કે એ નાના સૂક્ષ્મ અને ક્ષુદ્ર જીવોની દયા પાળવામાં જેટલી કાળજી રાખે છે તેટલી કાળજી માનવજાતિ પ્રત્યે હોત તો આજનું 'હિંદ અનોખું હોત!' એની સેવા અને અર્પણતાઓ જગતને ચમત્કારી નીવડી હોત!

## એક વિચિત્ર સંપ્રદાય

એ જ જૈન ધર્મને નામે આજે એક એવો સંપ્રદાય ચાલી રહ્યો છે કે જે ધર્મ સબંધમાં ભારે વિચિત્ર ખ્યાલ ધરાવે છે. એમની માન્યતા આ જાતની છે: "એક ગાયનો મોટો વાડો હોય અને તેમાં આગ લાગી હોય, ગાયો બળતી હોય, તો પણ તેમને બચાવવાનો પુરુષાર્થ ન કરવો. કારણ કે એ ગાયો બચે તો જે કંઈ ખાય, પીએ, સાંસારિક ક્રિયા કરે, લડે, વઢે, એ બધું પાપ બચાવનારને લાગે." ટૂંકમાં કોઈ પ્રાણી મરતું હોય તો તેને બચાવવામાં અને પોતાના સાધુઓ સિવાયનાને દાન દેવામાં એકાંત પાપ થાય છે, એમ એ માને છે. માંદાની સારવાર કે દવા આપવામાં પણ તે પાપ માને છે. તમોને તો આ વાત સાંભળતાં જ ત્રાસ છૂટશે. પરંતુ આવા ઉપદેશે ચાલનારા એમના અનુયાયીઓની મોટી સંખ્યા મારવાડ, માળવા, મેવાડમાં છે.

એમને કોઈ પૂછે કે તમે ભગવાન મહાવીરને તો માનો ને? પણ એ જ ભગવાન મહાવીરે દયા અને દાન પર ભાર આપ્યો છે. ગૃહસ્થાશ્રમી હતા ત્યારે વરસ સુધી અખંડ રીતે દાનપ્રવાહ

વહેવડાવ્યો, તેનું શું? ત્યારે એ કહેશે કે એ તો છદ્મસ્થ હતા. ત્યારે? હવે પૃચ્છક કહેશે, તો તમે સંપૂર્ણ છો? તમે જેમને આવો ઉપદેશ કરો છો તે સંપૂર્ણ છે? ત્યારે તે કોઇ બીજી જ ગુલાંટ મારશે. જો કે 'દાન અને દયા'માં પણ વિવેક તો જોઈએ જ. દાન એટલે સ્વાર્થત્યાગભર્યું સમર્પણ, અને દયા એટલે પ્રેમનું સ્થૂળ સ્વરૂપ. આ રીતે એ એની કક્ષાઓ હોય તો જ શોભે છે, અને સફળ બને છે. જો એક માણસ અનીતિથી લાખોની લૂટ કરે ને પાંચપચ્ચીસનું દાન કરી દાનેશ્વરી થવા નીકળે, તો એવા દાનેશ્વરી થનારનું દાન મશ્કરીરૂપ છે. એ જ રીતે કોઈ સ્ત્રીની દયા ખાતર અબ્રહ્મચર્ય સેવનારની દયા પણ ઘૃણાજનક છે. વસ્તુતઃ એ દાનદયા છે જ નહિ, એ તો કીર્તિલાલસા અને સ્ત્રીમોહ છે. એટલે એવા દાખલા પરથી કંઈ દાન કે દયાનો મૂળ સિદ્ધાંત ખંડિત થયો નથી. અસ્તુ.

## સાદી માનવતા નથી!

ચાલો હવે આગળ. વેદાંતમાં કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને દ્વૈતાદ્વૈત વચ્ચેના વિવાદો, જૈનમાં દિગંબર અને શ્વેતાંબરના ઝગડાઓ, સ્થાનકવાસી, દેરાવાસીના મૂર્તિઅમૂર્તિના મતભેદો, અને મુમતીના ઝગડાઓ, અને તેમની માન્યતાના ભેદો, આચારવિચારના વિવાદો, આમ છોટા-મોટા અનેક પ્રકારનાં વૈમનસ્યો પ્રત્યેક સ્થળે દેખાય છે. એના મૂળમાં અજ્ઞાનતા અને એકાંતદૃષ્ટિ, પરસ્પરને સમજવામાં અસહિષ્ણુતા એ સિવાય બીજું કશું જ નથી. અને તેથી જ આત્મકલ્યાણ માટે સેંકડો શાસ્ત્રો, કરોડો ક્રિયાઓ, લાખો મંદિરો અને દેવળો હોવા છતાં સદ્‌વિચારના અભાવે, સાદી માનવતાને પણ હજુ મનુષ્ય સમજી શક્યો નથી. સાચી ક્રિયા એક પણ અફળ જતી નથી, તો ધાર્મિક ક્રિયા કેમ અફળ જાય? પણ ભક્તશ્રેષ્ઠ નૃસિંહે ખરું જ કહ્યું છે કે 'જ્યાં લગી આતમા તત્ત્વ સમજ્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી.' જ્યાં મૂળ આત્મા ન હોય, ત્યાં હાડપિંજર શા ખપનું?

**માલકા પત્તા નહિ, સીલ બરાબર હૈ !**

અહીં મને એક રમૂજી ઉદાહરણ યાદ આવે છે, તે તમોને કહું: એક જમાલખાં કરીને પઠાણ હતો. તેને બેંકમાં ચોકીપહેરો ભરવા માટે રાખ્યો હતો. જમાલખાં હમેશાં સાંજના જ્યારે બેંક બંધ થાય અને તેને તાળાં લાગી સીલ મરાય ત્યારે ત્યાં ચોકી-ચાતરૂપે બેંકમાં ફરતો પહેરો ભરતો કોઈ લૂંટી ન જાય તે માટે તેને રાખવામાં આવ્યો હતો ! જમાલખાં ! હંમેશાં એકનિષ્ઠાથી એ બેંકની આસપાસ ફર્યા કરતો અને સીલ જોયા કરતો. એકદા જમાલખાં ખડી બંદૂકે ચોકી ભર્યાં કરે છે અને રાત્રિનો અંધકાર ચોમેર છવાઈ ગયો છે. સમય પણ ઠીકઠીક પસાર થઈ ગયો છે. તેવામાં યોગાનુયોગ કેટલાક ડાકુઓ આવી પહોંચ્યા અને એ બેંકની પાછળની દીવાલે બાકું પાડી અંદર ઘૂસીને સર્વ મિલકત લૂંટીને પોબારા ગણી ગયા.

જમાલખાં તો બરાબર ચોકી કરતો હતો અને વારંવાર સીલ તો સાબૂત હૈ ન ? એમ જોયા કરતો હતો. આંખનું મટકું માર્યા વિના ખડે પગે તેનો પહેરો તો ચાલુ જ હતો.

પ્રભાત થયું. બેંકના માણસો આવ્યા. મેનેજર પણ આવી પહોંચ્યા. ત્યાં તુરત ખબર પડી કે કોઈ ડાકુઓ પેસીને ધન લૂંટી ગયા છે. મેનેજરે પૂછ્યું કે આજ રાતની ચોકી પર કોણ હતું ? જમાલખાં 'જી જનાબ' કરીને તુરત જ હાજર થયો. મેનેજરે પૂછ્યું, 'અરે ! જમાલખાં ? ક્યા તુમ સોયા થા ?' તેણે જવાબ આપ્યો, 'મેરી ઈતની નોકરી મેં કભી મેંને નીંદકા એક ઝોંક ભી નહિ લિયા, સાહેબ ! મે સારી રાત બરાબર જાગતા હૂં ઔર દેખત રહેતા હૂં.' ત્યારે મેનેજરે કહ્યું, 'તો ફીર યહ ચોરી કૈસી હુઈ ?' 'સાહેબ ! વો મુઝે પત્તા નહિ. દેખો, સાહેબ ! સીલ તો બરાબર મોજૂદ હે.' મેનેજર જરા ગુસ્સે થઈને બોલ્યા, 'અરે મૂર્ખ કે જામ ! સીલકો ક્યા કરના ? સીલ કિસ કે લિયે હૈ ? માલ ગયે તબ સીલકો ક્યા

કરના?' જમાલખાંએ કહ્યું 'સાહેબ! આપને તો મુઝે કહા થા કે સીલ કો બરાબર દેખતે રહેના. દેખો સાહેબ! સીલ તો અબ ભી બરાબર હૈ!'

આ જમાલખાંની બહાદુરી પર અને તેની મૂર્ખાઈ પર તમને હસવું આવશે, પરંતુ એ જમાલખાંના જેવી જ લગભગ આપણી સ્થિતિ છે. મોઢે મુહપત્તી બાંધવી, કે કપાળમાં ટીલાંટપકાં કરવાં, કે કંઠી પહેરવી, એ બધાં તો ઉપરનાં સીલ છે. અને તે આ કયા ધર્મનો કયા વિભાગનો માણસ છે, એ બતાવે છે. ઉપરાંત એ ચિહ્નોમાં અમુક સંકેત હોય છે. પોતે કોને અર્પણ થયો છે એની યાદીરૂપ એ ચિહ્નોની યોજના થયેલ છે. પણ અંદરનો માલ તો કોમળતા, દયા, પ્રેમ, બ્રહ્મચર્ય, સત્ય, સંતોષ, શ્રદ્ધા, સહિષ્ણુતા, સેવા, અર્પણતા ઇત્યાદિ છે. પણ જેમ જમાલખાં બરોબર ચોકી કરતા હોવા છતાં અંદરથી ડાકુઓ માલ લૂંટી ગયા તોય તેને ભાન ન રહ્યું, કારણ કે તે સીલ સામું જોતો હતો, તેમ આપણે પણ મોઢાના સીલ તરફ જોઈએ છીએ અને અંદરનો માલ કુસંપ, મૂઢતા, સ્વાર્થ અને કામનાઓ લૂંટી રહી છે છતાં આપણે તો આપણાં એ સીલ, બોર્ડ કે ચિહ્નની જે તકરારમાં પડ્યા છીએ. કારણ જમાલખાંની માફક આપણી નજર સીલ પર છે, માલ પર નથી. એથી જ અગાઉ કહ્યા તેવાં વહેમ, આસુરી વૃત્તિ અને પામરતા પાંગરતા રહ્યાં છે. અને જીવતા ભગવાનને બદલે જડ પૂજા વધતી ગઈ છે. મહેનતુ માણસને ખાવા નથી મળતું, પણ દેવને નામે એક એક દિવસમાં હજારોના ભોગો ધરાય છે અને પેટભરા માનવી આગળ માલમલીદા અને રંગરાગની દુનિયા ખડી થાય છે.

### ઉપાય શા?

તમે પૂછશો કે હવે મૂળ સ્થિતિ પર જવાના ઉપાય શા? એ તો મેં પ્રથમ જ કહ્યું છે કે 'યુગધર્મ'નું રહસ્ય સમજો. આજનો

યુગધર્મ એ કહે છે કે પરમસહિષ્ણુતા કેળવી સર્વ ધર્મનો આદર કરતાં શીખો, અનેકાંત દૃષ્ટિથી જોતા શીખો, સ્યાદ્વાદનું રહસ્ય જાણો, પોતાની ત્રુટિઓને, નિર્બળતાને, ક્ષુદ્રતાને, સંકુચિત વૃત્તિને જોતા શીખો, અને તજવાયોગ્ય લાગે તેને તજો, સમભાવને કેળવો અને ધર્મ ઉપર ચડેલા વહેમ અને પાખંડનાં પડળ ઉખેડી નાખો.

## સર્વધર્મસેવા

મૂળ તો બધા ધર્મનો પાયો માનવતા એટલે સદ્વિચારની ભૂમિ પર રોપાયો છે. અને તે બધા કોઈ ને કોઈ સત્યના જુદાજુદા આવિષ્કારો છે. અરબસ્તાનના પ્રદેશ વચ્ચે જન્મેલા પયગંબરનો સમય અને ક્ષેત્ર જોઈએ તો એકેશ્વરવાદ સાથે એની નેકી, દયા અને સંપની ત્રિવેણીનું રહસ્ય કોને માન નહિ જન્માવે ? એ જ રીતે ઇરાનના પ્રદેશમાં પવિત્રતાનો પયગામ પહોંચાડતા પાક જરથુસ્ત્રની નિખાલસતા અને યરુસલેમના ઈશુની ક્ષમા કોને નહિ દ્રવીભૂત કરે ? આમ એક એક નાનામોટા મત, પંથ કે ધર્મમાં વિવિધ ભવ્યતા ભરી પડી છે. 'મારું તે જ ખરું'નો કદાગ્રહ છોડી 'ખરું તે જ મારું' એ ભાવના કેળવવી જોઈએ. આવી સહિષ્ણુતા સેવનાર કશુંય ગુમાવતો નથી. ઊલટો ન્યાયદૃષ્ટિએ એજ ધર્માધિકારી ઠરે છે.

ઘણા વખતની એક પ્રચલિત વાત છે. એકદા એક રૂપાળા અને ચાલાક નાના છોકરાની બે માતાઓ થઈ ગઈ. એક કહે છે કે આ મારો છોકરો; ત્યારે બીજી કહે કે એ મારો છે, તું શાની એની મા થવા આવી છો ? ઝઘડો ખૂબ વધ્યો. ગાળાગાળી થઈ અને વાત મારામારી પર આવી ગઈ. ગામના લોકોએ બન્નેને ઘણીએ સમજાવી; પણ નિર્ણય થઈ શક્યો નહિ. એટલે ન્યાયની અદાલતમાં છોકરો અને બન્ને માતાઓને લઈ જવામાં આવી. ત્યાં નહોતા સાક્ષીપુરાવા કે બીજાં પ્રમાણો. એક બાઈ કહે કે આ મારો છોકરો છે; અને કહે, મારો છે. છોકરો તદ્દન નાનો હતો. આખરે ન્યાયા

યુક્તિ સૂઝી અને તુરત તેણે હુકમ કર્યો કે જાઓ, આ છોકરાના બે ટુકડા કરી લાવો અને એ બન્નેને એક એક વહેંચી આપો.

સાચી માતા હતી તે તુરત જ ગભરાઈ ગઈ ને બોલી ઊઠી અને કાકલૂદી કરવા લાગી કે, 'સાહેબ! મારે દીકરો નથી જોઈતો. એના ટુકડા ન કરશો. ભલે તે લઈ જાય. ન્યાયાધીશ તુરત જ સમજી ગયો કે સાચી મા આ જ છે. ત્યારે જ તેને લાગણી જાગી. તુરત જ છોકરો તે બાઈને સોંપાયો અને પેલી બાઈને શિક્ષા મળી.

આ પરથી સમજવાનું એ છે કે આવા ઝગડાઓમાં જે ધર્મનું યથાર્થ રહસ્ય સમજે છે તે પેલી બાઈની જેમ વીરતાપૂર્વક નમતું મૂકે છે. કારણ કે તે બરાબર સમજે છે કે ભલે તે મમત્વથી પોતાનો કક્કો સાચો કહે, પણ અમારા ઝગડામાં ધર્મ ન હણાવો જોઈએ.

## યાદ રાખો

યાદ રાખજો કે ધર્મ શીખવાનું કે કેળવવાનું સ્થાન ધર્મસ્થાન ભલે હોય, પણ આચારનું સ્થાન તો જીવન છે. જ્યાં જ્યાં તમારું જીવન હોય ત્યાં ત્યાં તમારા જીવનનો ધર્મ હોવો જ જોઈએ! આ રહસ્ય સમજ્યા પછી માનવતાની ભૂમિકામાં થઈને સમ્યક્ત્વની ભૂમિકા ઉપર પહોંચે છે. અહીં પરોપકાર અને અર્પણતા બન્ને અંગ ખીલી ઊઠે છે.

## પરોપકાર અને અર્પણતા

તે સમજે છે કે મને જે પ્રિય છે તે મારે બીજા પ્રતિ આચરવું જોઈએ. જો હું ભલાઈ ઈચ્છું છું, તો બીજા પ્રત્યે મારે ભલા થવું જોઈએ. જો હું જગતની સેવા ઈચ્છું છું અને લઉં છું, તો મારે એ ઋણ ચૂકવવું જ રહ્યું! આવો માણસ પછી તે રામને ભજતો હોય કે કૃષ્ણને ભજતો હોય, મહમદને કે મહાવીરને ભજતો હોય, પરંતુ,

જનસેવા તે પ્રભુની સેવા, એહ સમજ વિસરાય નહિ;
ઊંચ નીચના ભેદ પ્રભુના, મારગડામાં થાય નહિ.

આટલું આચર્યા વિના જંપશે નહિ ! આવી સ્વયં પરહિતની અને સમર્પણની ભાવના આવ્યા પછી પણ ધર્મ જુદાજુદા હશે અને અંતરંગ ભૂમિકાઓ પણ ઊંચી, નીચી, વિવિધ પ્રકારની હશે, છતાં માનવ માનવ વચ્ચે માલિક ગુલામની, સત્તાધીશ સત્તાધીનની તથા ધનવાન ને નિર્ધન વચ્ચેની દીવાલ નહિ હોય. સહુ હાથોહાથ મેળવી સહકારભર્યું જીવન જીવી રહ્યા હશે.

સંસ્કૃતિ ધર્મનો આત્મા, જીવને શિવ તે કરે;
દ્રોહ મોહ શમાવીને, શાંતિ ને પ્રેમ પાથરે,
આત્મા જ ધર્મનો નિત્ય, સ્વાંગ એના અનિત્ય છે;
અંધશ્રદ્ધા રૂઢિ વહેમ, હણે આત્મા સુધર્મનો.
ઋતુ ફરે, ફરે સૂર્ય, ફરે પદાર્થ વિશ્વના,
પલટાવા ઘટે તેમ, સ્વાંગ ધર્મક્રિયા તણા.

★

# સેવાનો રાહ

[ પ્રકરણ ચોવીસમું ]

વિશ્વપથિકો !

ગયા વ્યાખ્યાનને અંતે મેં જે વાત મૂકી હતી, તે જ વિષય પર આજે બોલીશ. એ વિષયનું નામ મેં 'સેવાનો રાહ' એટલા માટે રાખ્યું છે કે, પરોપકાર અને અર્પણતા બન્ને સેવાનાં માર્ગનાં ક્રમિક પગથિયાં છે. સેવા એટલી તો ઊંડી ચીજ છે કે જેમ જેમ ડૂબકી મારીએ, તેમ તેમ એનાં વિવિધ સ્વરૂપો નજરે પડે! સેવા જ્યારે સંપૂર્ણ બને છે ત્યારે એ સેવા સ્વાભાવિક જ અદ્વૈત બની રહે છે.

## ભગવાન મહાવીર અને સેવા

ભગવાન મહાવીરને નિષ્કામ સેવા ખૂબ પ્રિય હતી. તેમણે સાધુ અને શ્રાવકને ઉદ્દેશીને કહ્યું છે કે તમે આ લોકમાં બદલાની આશાએ, ધન, માલ, આબરૂ, ઇજ્જતની લાલચે સેવા ન કરજો, પણ તમારા આત્માનું હિત સમજીને કરજો. સેવાથી સેવા લેનારને લાભ થશે, પણ એનો સાચો લાભ તો સેવા આપનારને થાય છે. જ્યાં તપશ્ચર્યાનો અધિકાર 'દશ વૈકાલિક સૂત્ર'ના નવમા અધ્યયનમાં સમજાવ્યો છે, ત્યાં કહ્યું છે:—

નો ઇહલોગ ટ્ઠયાએ તવ મહિટ્ઠિજ્જા,
નો પરલોગ ટ્ઠયાએ તવ મહિટ્ઠિજ્જા,

નો કિત્તિવન્ન સદ્દસિ લોગ ઠ્ઠઆએ,
તવ મહિઠ્ઠિજ્જા નન્નત્થ નિજ્જરઠ્ઠયાએ,
તવ મહિઠ્ઠિજ્જા.

અર્થાત્, આ લોકના ભોગોપભોગને માટે, પરલોકના વૈભવોને માટે, કીર્તિ, યશ, માન કે સન્માન અર્થે તપશ્ચર્યા કરવી ન ઘટે. પણ એકાંત નિર્જરા અર્થે તપશ્ચર્યા કરવી જોઇએ. નિર્જરા અર્થે એટલે તમારા આત્મા ઉપરનો બોજો ઓછો કરવો તે, આવરણ દૂર કરવું તે; અર્થાત્ આત્મશુદ્ધિ અર્થે જ. જેમ તપશ્ચર્યા માટે કહ્યું છે, તેમ આચાર કે કોઈ પણ ક્રિયા કે સેવા માટે પણ સમજવું. સમજપૂર્વકની નિષ્કામ સેવાઓ આત્માની શુદ્ધિ કરે છે.

### સેવા એ તપશ્ચર્યાનો એક વિભાગ છે

સેવા એ તપ શી રીતે, એવી કોઈ શંકા ન કરે! ઇચ્છાનિરોધ એ તપની વ્યાખ્યા છે. સેવામાં નિરોધ કે મનોનિગ્રહ જોઇએ જ. એ વગર સેવા શક્ય નથી. સેવાના કાર્યમાં માની લીધેલી આપણી કોઈ માન્યતા કે ઇચ્છિત સુખસગવડ કે ઇષ્ટ વસ્તુનો ભોગ આપવો જ પડે, અને ત્યારે જ સેવા થઈ શકે. એટલે ઇચ્છાનિરોધ થાય જ. અને એ જ તપશ્ચર્યા. આથી જ આંતરિક તપમાં સેવાનું સ્થાન છે.

### પરોપકારનો સિદ્ધાંત

જૈન ગ્રંથમાં 'જીવ, જીવનો ઉપકારક છે' એવું સૂત્ર છે. આ પદાર્થપાઠ.

પ્રાણીમાત્રને સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્ર, તારા, સમુદ્ર, મેઘ, વાયુ, વૃક્ષાદિ સર્વે પોતપોતાની જાત અર્પીને અહોનિશ સેવા અર્પી રહ્યાં છે. તે વડે હવા, પ્રકાશ, પાણી, છાયા, ફળ, ફૂલાદિની સામગ્રી અનાયાસે અથવા સહજ પ્રયાસે સ્વાભાવિક જ સાંપડે છે. જે હવા વિના ક્ષણવાર કોઈ પ્રાણી જીવી શકતા નથી, એ હવા મફત. સૂર્ય-ચંદ્રના પ્રકાશ જેવી મહાકિંમતી વસ્તુ તે પણ મફત. છતાં એ પોત' ।

અસીમ ઉપકારના બદલામાં કંઈ ઇચ્છે છે? કેમ ઇચ્છે? એ તો એનો નૈસર્ગિક ધર્મ છે. જો એનો ધર્મ હોય તો માનવીનો ધર્મ કેમ ન હોય?

અહો! મૂઢ સ્વાર્થી માનવી તો જુઓ. એ તો ખાઉં, ખાઉં ને ખાઉં, લાવો, લાવો ને લાવો; સર્વ સ્થળે પોતાનું જ કરી લેવા લાગી પડ્યો છે. આવાં સ્વાર્થી સૂત્રોને જાળવી રાખવા છતાં પણ દાનેશ્વરી, કર્તવ્યપરાયણ, પરોપકારી, સેવામૂર્તિ એવાં વિશેષણો મેળવવાની એ નવી નવી યુક્તિઓ શોધી રહ્યો હોય છે. કેવી ધૃષ્ટતા!

જ્યાં જીવ જીવનો ભક્ષક છે, પોતાના સ્વાર્થ માટે બીજાનું પડાવી લેવાની ભાવનાવાળા છે, ત્યાં તે સેવા શું કરવાના? જ્યાં ઓહિયાં નીતિનો સિદ્ધાંત ગમે છે, ત્યાં સેવાના વિશાળ રાહની વાત શી કરવી? જોકે આખરે તો એ નીતિનો અંજામ એ આવે છે કે બીજાને બક્ષતા પહેલાં કે ભક્ષતાં ભક્ષતાં આખરે એનો જ શિકાર થઈ જાય છે.

## મહાન સિકંદરને પડકાર

આ પ્રસંગ મહાન સિકંદર અને સંત વચ્ચેનો છે. સિકંદરે એક સંતની બહુ તારીફ સાંભળી, એટલે માણસને બોલાવવા મોકલ્યો. એ જાણે હું મહાન સમ્રાટ છું એટલે બધાને બોલાવી શકું, પણ એને ખબર નહોતી કે સંત અધિકાર કે લક્ષ્મીમાં ન અંજાય. સંતે પોતા બોલાવવા આવનાર માણસ સાથે સંદેશો કહેવડાવ્યો, "જા, તું જઈને તારા સિકંદરને પૂછ: 'તમે ઘણા દેશો જીતી લીધા પણ હજુ તમે તમારો વિજય કીધો કે નહિ? જો હા કહે તો હું તુરત આવીશ, નહિ તો તારા સમ્રાટને અહીં મોકલજે.'" સિકંદરે આ સાંભળી ખૂબ વિચાર કર્યો. એને સંત પાસે જવા જેવું લાગ્યું. એને થયું કે, 'કોઈ સાચો સંત છે. તો એ બોલે ન આવે. હું જઉં.' સિકંદર મળવા ગયા. સંતપુરુષે તેમને બેસાડ્યા અને કહ્યું કે 'તું સાચો સમ્રાટ

નહિ પણ મહાન ભિખારી અને મોટો કરજદાર છે.' એવાં ઘણાં દૃષ્ટાંતો આપી તે વાત સમજાવી. સિકંદરને તે વાત સત્ય લાગી. છેવટે સંતે એક સૂત્ર આપ્યું:

"સાંભળ! વધુ નહિ, પણ જે ચીજ તું આપી ન શકે તે બીજાની પાસેથી ન લેવી. તે તારો અધિકાર નથી. ખુદા સિવાય કોઈ કશું આપી શકતો નથી. છતાં તને લાગે છે કે હું પૈસા, માલ આપવા શક્તિમાન છું. પણ કોઈને જીવન તો આપી શકતો નથી. એ વાત જો સત્ય લાગતી હોય તો તારે કોઈ પણ પ્રાણીનો વગર-અપરાધે જીવ ન લેવો. એટલે જીવહિંસા કરવી નહિ." સિકંદરે એ ફરમાન સ્વીકાર્યું.

આ સૂત્રનું ઊંડું રહસ્ય તો એ છે કે માણસ જન્મથી જ—માંડીને જ કુદરતનો ઋણી બને છે. જન્મતાં જ પોતાની માતાના સ્તનમાંથી મળેલાં દૂધ પર તે જીવે છે. પછી વિશ્વમાંથી તેને હવા, સૂર્ય, પ્રકાશ, જળ મળે છે. તેમ તેમ તે વિકસે છે. દુન્યવી ખોરાક અને પદાર્થોથી તેનું પાલનપોષણ થાય છે. દુનિયાના અનેક જીવોની વ્યક્ત કે અવ્યક્ત સેવાથી એ સમૃદ્ધ થતો જાય છે. આથી સ્પષ્ટ સમજાશે કે એ મનુષ્ય જગતનો એક મહાન ઋણી છે.

ઋણ ચૂકવવું એ કંઈ ઉપકાર નથી, એ તો ફરજ છે. જો એ ઋણ ન ચૂકવે તો તે દેવાળિયો કહેવાય! બાઈબલના સમર્થ ચિંતક ટૉલ્સટૉય એમ કહે છે કે, 'તું બીજા ઉપર બોજો ન નાંખીશ. તો તેં જગતની ભારે સેવા કરી ગણાશે.' આ સૂત્ર ભૂલ્યા છો એટલે મુફલીસ અને માલેતુજાર, માલિક અને મજૂર જેવા અખંડ માનવ-વંશના બે વિભાગ થાય છે, ઊંચાનીચાના ભેદો વિકૃત રૂપે જાગે છે, અને તેમાંથી પરિગ્રહવાદ અને આરંભવાદ જન્મે છે. આ વિષે હું અગાઉ સારી પેઠે કહી ગયો છું. અને ફરી ફરીને હું એ કહેવા માગું છું કે આજ સુધીની થયેલી ભૂલથી પાછા વળો.

શ્રમણબ્રાહ્મણોએ ક્રિયાકર્મકાંડને અને શ્રીમંતોએ લક્ષ્મીને, અને રાજાઓએ પાશવી સત્તાને પોતાની ઉપાસ્ય મૂર્તિ બનાવી છે. તેને બદલે સેવાને પોતાની ઉપાસ્ય મૂર્તિ બનાવે !

## પશુઓની અવ્યક્ત પરોપકારવૃત્તિ

પશુઓમાં ઋણ ચૂકવવાની વૃત્તિ સ્વાભાવિક જ હોય છે. કેટલાય ઘોડાએ અને ગાયોએ તેમના માલિકને જાનને જોખમે મદદ કર્યાના ઐતિહાસિક દાખલા છે. કૂતરો તો વફાદાર પ્રાણી તરીકે પ્રસિદ્ધ છે.

## એક વણજારાનો કુતરો

એક વણજારાને એક વ્યાપારીનું બસોનું દેણું હતું. વાણિયો હંમેશાં રૂપિયાની ઉઘરાણી કરે. પણ વણજારાની સ્થિતિ ખરાબ હોઈ દેવું ભરી શકતો નહિ. પછી હંમેશની ઉઘરાણીથી વણજારો કંટાળ્યો. તેણે શેઠને કહ્યું, 'મારી પાસે બીજી કોઈ ચીજ નથી, પણ એક જાતવાન કૂતરો છે. તે તમે ઘરાણે રાખો, અને પૈસા ભરું ત્યારે મારો કૂતરો મને પાછો આપજો. મને એ બહુ વહાલો છે અને ઉપયોગી પણ છે. તે તમારી સેવા બજાવશે. શેઠે વિચાર કર્યો કે પૈસા તો હાલ પતે તેમ લાગતું નથી, તેથી તેણે હા કહી. વણજારે ગદ્‌ગદિત કંઠે કૂતરાની પીઠ થાબડી અને સાનથી તેને સમજાવ્યો અને શેઠને સોંપ્યો. કૂતરો છૂટો પડ્યો. એ કૂતરો નવા માલિકની નોકરી નિમકહલાલીથી કરવા લાગ્યો. એક રાત્રે શેઠને ત્યાં ખાતર પડ્યું. ખૂબ ધન ચોરલોકો ઉઠાવી ગયા. કૂતરો જાગતો હતો. થોડું ભસ્યા પછી ગમે તે કારણે ભસતો બંધ થઈ ગયો. પ્રભાત થયું. શેઠને ખબર પડી. શોધખોળ થવા લાગી. કૂતરો શેઠ પાસે ગયો. અને શેઠનું કપડું મોઢેથી ખેંચવા લાગ્યો. શેઠ તેના મોઢામાંથી કપડું છોડાવે અને કૂતરો ફરીથી ખેંચે. બિચારો પશુ ! વાત કરવી હતી પણ વાચા ન મળે. બેચાર વાર કપડું ખેંચવાથી શેઠ ઊભા

થયા અને કૂતરાની પાછળ ચાલવા લાગ્યા. કૂતરો આગળ અને શેઠ પાછળઃ દૂર દૂર જંગલમાં શેઠને લઈ ગયો. રાત્રે જ્યારે ખાતર પડ્યું ત્યારે કૂતરો ભસવું મૂકી દઈને ચોરની પછવાડે જઈને ચોરલોકોએ જ્યાં ધન દાટ્યું હતું એ જગ્યા જોઈ આવેલો. એ જ જગ્યા ઉપર શેઠને લઈ ગયો. પગથી જમીન ખોતરવા માંડી. શેઠે પણ ખોદવા માંડ્યું.

ચોરાઈ ગયેલો હજારોનો માલ ત્યાંથી નીકળ્યો. વણજારા પાસે તો શેઠના સોબસો જેટલા લહેણા હતા, પણ કૂતરાએ તો શેઠના હજારો બચાવ્યા. ક્યાં કૂતરો ને માણસ? શી વાત કરવી? આજે મોટે ભાગે માણસમાં માણસાઈ જ દેખાતી નથી. માત્ર માણસની આકૃતિ છે.. હજારો રૂપિયા ખર્ચીને માણસે જેને ભણાવ્યો હોય, શેઠે મદદ આપી હોય, સ્કોલરશીપ આપી આગળ વધાર્યો હોય, અગર નાનપણથી મા-બાપે મોટો કર્યો હોય, છતાં એ વાતને ભૂલી જાય. એટલું જ નહિ પણ સામો થઈને બેસે! એવા નિમકહરામો પોતાના પોષનારનું જ અહિત બોલતા હોય અને દા આવ્યે દા વાળવાની રાહ જોતા હોય! બીજી બાજુ જોશો તો જે નોકરના પરસેવાથી એક શેઠ હજારો રૂપિયા કમાતો હોય તે નોકર બિચારો ગમે તેટલા કષ્ટ વેઠીને શેઠની સેવા બજાવતો હોય, પણ તે નિમકહલાલ નોકરને પૂરું ખાવા મળે છે કે નહિ? તેને કેવી મુસીબતો છે? તેના ઘરની સ્થિતિ કેવી કફોડી છે? તેનો લેશ પણ વિચાર શેઠને આવતો નથી. કોનાં વખાણ કરવાં? શેઠનાં કે નોકરનાં? ધણીનાં કે ચાકરનાં? રાજાનાં કે પ્રજાનાં? મૂડીવાદીનાં કે શ્રમજીવીનાં? મૂળ વસ્તુ માણસાઈ જ નથી. એમાં શું થાય?

કૂતરાની આટલી બધી અકલ્પનીય નિમકહલાલી જોઈ ત્યારે શેઠે પ્રસન્ન થઈને કૂતરાને કહ્યું, 'જા બેટા! તારા શેઠનું ઋણ વળી ગયું છે. હવે તારા શેઠ પાસે જા.' એમ કહી પોતાની સહીથી ગળે એક ચિઠ્ઠી લખી કે તમારા કૂતરાએ તમારું ઋણ વાળ્યું છે. તમે હવે

ફરજમુક્ત છે. કૂતરો તો ત્યાંથી શેઠને મૂકી ધણીને મળવા ઊપડ્યો. એ નિમકહલાલ કૂતરો ગેલ કરતો વણજારા ધણીને મળવા ચાલ્યો આવે છે. વણજારાએ એને દૂરથી જોયો. એને મનમાં વહેમ આવ્યો કે જરૂર આ કૂતરો શેઠને મૂકી ભાગી આવ્યો લાગે છે! એટલે એને જોતાં જ ક્રોધ ચડ્યો. કૂતરો નજદીક આવે તે પહેલાં તો ક્રોધાવેશમાં પાસે પડેલો પથ્થર ઉપાડીને સીધો કૂતરાને માથામાં માર્યો. પથ્થર લાગ્યો કે તુરત જ તે રામશરણ થઈ ગયો.

પાછળથી જ્યારે વણજારાએ ચિઠ્ઠી વાંચી ત્યારે તેના ઓરતાનો પાર ન રહ્યો. આખી જિંદગી તેને એ દુઃખ સાલ્યું. એક જ ભૂલનું કેવું પરિણામ! એક ટુકડા ખાનાર કૂતરામાં પણ કેવી કૃતજ્ઞતા અને ફરજનું ભાન હોય છે! આવાં અનેક દૃષ્ટાંતો દઈ શકાય છે.

## પ્રતાપનો ચેતક

એક વખતે રાણા પ્રતાપ સલીમ સાથેના યુદ્ધમાં સેનાપતિના સંકેતાનુસાર યુદ્ધથી પાછા ફરે છે. ને પાછળ મોગલ ઘોડેસ્વારો પૂંઠ પકડે છે. રાણાનો અશ્વ ચેતક ઘવાયો છે. દુશ્મનો પાછળ આવે છે. ચેતક ચાલવા અશક્ત છે. પણ દૈવ યોગે રસ્તામાં ઊંડી અને પહોળી નદી આવે છે. ઘવાયેલો ચેતક થંભ્યો. તેનામાં નદી ટેકવાની શક્તિ અત્યારે રહી નહોતી. છતાં પ્રતાપ કહે છે કે:—'બેટા! ચેતક! રસ્તામાં જ મરાવીશ?' આટલા શબ્દો મરણનો છેલ્લો શ્વાસ લેતા એ મૂંગા પ્રાણીના કાન ઉપર પડે છે. પશુના અંતરમાં પોતાની ફરજનું ભાન વધુ થાય છે. અને? ચેતક પોતાની બધી શક્તિ એકઠી કરી ટેક મારે છે, પ્રતાપને લઈને નદીને સામે કાંઠે પડે છે. ચેતકના જીવનની ત્યાં સમાપ્તિ થાય છે અને પ્રતાપ બચી જાય છે. ફરજનું ભાન–વ્યક્તિત્વ–પશુજાતમાં દેખાય છે. એક જ ટકોરે તે ચેટકને આટલું બળ આપે છે; પણ માનવપશુઓ આવી હજારો ટકોરોને ગળી જાય છે. શી વાત કરવી?

### અમરસિંહનો અશ્વ

આવી જ બીજી વાત આગ્રાના કિલ્લામાં બની છે. સિત્તેર ફૂટ ઊંચો અને ૨૫ થી ૩૦ ફૂટ પહોળો કિલ્લો છે. કિલ્લા બહાર ૨૦ ફૂટની ખાઈ છે. એ કિલ્લો કૂદી નાસવાની અમરસિંહને જરૂર પડે છે, ત્યારે એનો વફાદાર અશ્વ એને ઠેકીને પોતાના માલિક અમર સિંહનો જીવ બચાવે છે. અશ્વ ત્યાં જ ખતમ થઈ જાય છે. એ અશ્વનું સ્મારક હજુ મોજૂદ છે. અમે એ કિલ્લો અને અશ્વનું સ્મારક જોયું છે. એ પશુઓની કૃતજ્ઞતા અને પરગજુવૃત્તિ કેટલી? એની સેવામાંથી માણસોને કેટલું શીખવાનું મળે છે?

### હાથીનું અદ્‌ભુત સમર્પણ

આવું જ છતાં વધુ ભવ્ય એક ઉદાહરણ જૈન આગમમાંના જ્ઞાતાસૂત્રમાં છે. એના મૂળથી માંડીને અંતસુધીનું વાર્તાવૃત્તાંત ઘણું જ પ્રેરક અને રસપ્રદ છે. પણ એ પ્રકારનો ઘણોખરો વિષય મેં ‘ કમઠ મરુભૂતિ ’ તથા ‘ ચિત્તપ્રદેશી ’નાં દૃષ્ટાંતોમાં કહી દીધો છે. એટલે અહીં તો માત્ર પ્રસંગપૂરતી જ વાત કરું છું.

વાત એમ છે કે એકદા વિંધ્યાટવીમાં ચોમેરથી દાવાનળ લાગે છે અને પંખીઓ દૂર ને દૂર ઊડી જાય છે. વનચર પશુઓ બચવા માટે આમથી તેમ નાસવા માંડે છે. એક સંસ્કારી હાથીને પૂર્વાનુભવના સ્મૃતિસંસ્કારદ્વારા સ્વયં પ્રેરણા થવાથી અગાઉથી જ એણે જંગલનો એક પ્રદેશ ખૂબ પ્રયત્ન કરીને નિર્વૃક્ષ કરી સપાટ બનાવી મૂકયો છે. એટલે અગ્નિ ફેલાવાનો ભય ન હોવાથી તે ભાગમાં હાથીની પાછળ બીજી અસંખ્ય પશુસૃષ્ટિ દોડે છે. અને એ મર્યાદિત ભાગ સહેજે સાંકડો બની રહે છે. ભારી ભીડ વખતે પેલો હાથી અંગ ખંજવાળવા ખાતર પોતાનો એક પગ ઊંચકે છે. ત્યાં ભીડથી હડસેલાતું એક સસલું એ પગની નીચેના ખાલી ભાગમાં સરકીને બેસી જાય છે. હાથી જેવો પગ ખજવાળીને નીચે મૂકવા

જાય છે. તેવું જ નીચે કોમળ કોમળ જણાવાથી હાથીને ખ્યાલ આવે છે કે 'કોઈ જીવ છે. જો પગ મૂકું તો પળવારમાં એ પ્રાણીના ભેચેભેચા નીકળી જાય ! હમણાં માર્ગ થશે ને બિચારું પ્રાણી સરકી જશે. માટે પગ ઊંચો જ રાખું.' એના હૃદયમાં છુપાયેલી દૈવી વૃત્તિ જાગવાથી હાથી પોતાનો પગ ઊંચો જ રાખે છે. પણ એની સુવર્ણ કસોટી પૂરેપૂરી થાય છે. આગ ઠેઠ અઢી દિવસ સુધી બુઝાતી નથી અને પશુઓની ભીડ તેમ ને તેમ રહે છે. હાથી એમ ને એમ ત્રણ પગે ઊભો રહ્યો. એની વેદના ક્ષણે ક્ષણે વધતી હતી. શરીર અકડાઈ જતું હતું. પણ દૈવી વૃત્તિએ એને બરાબર ટક્કર ઝીલે એવું સૂક્ષ્મ બળ આપ્યું. આખરે જંગલની આગ બુઝાઇ ગઇ અને વનચરો ચાલ્યા ગયા. સસલો સરકી ગયો. અને હાથીએ હળવેક રહીને પગ મૂકવા માંડ્યો. પણ એ તો થાંભલો થઇ ગયો હતો. લોહીનું હલનચલન બંધ થયું હતું. પગ મૂકતાંની સાથે જ મહાકાયા ગબડી પડી. ત્રણ દિવસ સુધી અસહ્ય વેદના વેઠવા છતાં એ છેવટ સારા પરિણામથી કાળધર્મ પામ્યો. એની અંતિમ પળો માનવતાથી તરબોળ હતી. એટલે એ કર્મના અચૂક નિયમ પ્રમાણે ઉચ્ચ કોટિનો મનુષ્ય બન્યો. એ રાજગૃહનગરમાં શ્રેણિક રાજાને ત્યાં ધારણીરાણીને કુક્ષીએ ઉત્પન્ન થયો.

## ત્યારે માનવો કેવા ?

પશુઓમાં આવી કેવળ વફાદારીભરી સેવા દેખાવ દે છે, જ્યારે માનવોમાં મોટો સમુદાય તો '**जीवो जीवस्य भक्षकः**' એવી અગાઉ કહી ગયો એ નીતિમાં જીવતો હોય છે. બીજો એક વર્ગ એવો છે, કે જેને આપણે 'હાસ્યાસ્પદ દાનેશ્વરી'વૃત્તિવાળો વર્ગ કહી શકીએ. આ વર્ગ ચૂસણનીતિનાં પાપ ઢાંકવા માટે કહો, કે સમાજમાં પોતાનું સ્થાન ટકાવવા માટે કહો, પણ પ્રયત્ન કરતો હોય છે.

## બીજો વર્ગ

આ સિવાય એક વર્ગ એવો હોય છે કે જેને હું 'ઓઘદૃષ્ટિ-વાળા દાતાવર્ગ' તરીકે ઓળખાવીશ. આવા વર્ગમાં અંધ અનુકરણ જ હોય છે.

કોઇ કહે કે આટલું કરવું પડશે. કરવાની ઇચ્છા કે સમજણ ન હોય, પણ બીજાએ કર્યું છે માટે મારે કરવું જોઇએ; અગર નહી કરું તો મારું ખરાબ ગણાશે, અગર મોટા લોકોનું દબાણ હોય એટલે મને કે કમને કરવું પડે ને કરે. પણ પોતે શું કરે છે? શા માટે કરે છે? એનું ફળ શું? એનો વિચાર જ ન કર્યો હોય. માત્ર લોકો કરે છે, કહે છે, માટે જ કરે છે. મૃત્યુની શય્યા પર પડેલા સ્નેહીજનને છેલ્લે છેલ્લે ધર્માદો સંભળાવે તેમાં રિવાજ મુજબ સંભળાવે! અને કર્યા કરે! અને એ ચાલતી આવતી ક્રિયાઓને જ અનુસરે. એ ક્રિયા પાછળનાં હિતાહિતને ન વિચારે કે ન વિચારવા થોભે કે આ સમયે શાની જરૂર છે. પોતાને માટે એ ક્રિયા યોગ્ય છે કે કેમ તે પણ ન ચિંતવે, અને ગતાનુગતિક કર્યે જ જાય. એ જ ઓઘદૃષ્ટિ.

## ઓઘદૃષ્ટિનું દૃષ્ટાંત

કોઇ બીજાને ત્યાં ખરખરે (દિલાસા અર્થે) જાય ત્યારે તેને સારું લગાડવા ખોટું ખોટું રડે, સામાને આશ્વાસન આપવાને બદલે રડાવવાનો પ્રયાસ કરે, હૃદયમાં જરાય ધ્રાસકો કે અસર સરખીયે ન હોય, પણ ખૂબ દુઃખ થતું હોય તેમ બતાવવાના દંભી પ્રયાસો કરે. જ્યાં જે સ્થળે સગાના દુઃખમાં ભાગ લેવા એ ગયો છે ત્યાં આશ્વાસન આપવાની વાત તો કેવી? ઊલટું એનું દુઃખ વધારવાના નિમિત્તરૂપ થાય. આનું નામ રૂઢિગત ક્રિયા, ઓઘદૃષ્ટિ!

આ રીતે જે માર્ગ સેવાનો હતો, ત્યાં ઓઘપરંપરાએ એ હણાયેલાને શક્તિ આપવાને બદલે વધુ હણવાના પ્રયત્નો થાય; અને

દુઃખની વિસ્મૃતિ કરાવવાને બદલે વધુ યાદી અપાવે. આવી મૂર્ખાઈમાં સેવા કેવી ? જો એ સદ્‌વિચાર કરતાં શીખ્યો હોત તો પોતે જે કાર્ય કરે તેની ઉપયોગિતા કેટલી અને કયા પ્રકારે એનો વિચાર જરૂર કરે, અને એ માણસ જ્યારે સેવાના ક્ષેત્રમાં યોજાય ત્યારે અવશ્ય તે વ્યક્તિને શાન્તિ આપે. બિમાર હોય તો આશ્વાસન આપે. સામાના દુઃખમાં ભાગ લે. પણ આ ભાન કોને હોય ? જેનામાં વિચારશક્તિ નથી, હું શું કરું છું એનું ભાન નથી, એ વિચારવિહીન સેવાને બહાને ઊલટો અનર્થ જ કરી બેસે. વાંદરાના હાથમાં રતન આવે, તો ટુકડા જ કરે કે બીજું કાંઇ ? આવી સ્થિતિ ઓઘદૃષ્ટિવાળા સેવકવર્ગની છે.

## સેવામાં વિવેક અને વિચારની આવશ્યકતા

આવા વર્ગમાં વિવેકબુદ્ધિ અને વિચારશક્તિનો અભાવ હોય છે. અને તેથી જ વિચારી નથી શકતા કે સેવાના ક્ષેત્રમાં કૂતરાં, બિલાડાં, ચકલાં, પારેવાં પહેલાં ? કે નિરાધાર માનવ પહેલાં ? સેવા ભલે સર્વની થાય, પણ કાંઈ વિવેક જોઇએ. સેવાના પ્રકાર તો અનેક હોય છે. એકસાથે અનેક કાર્યો દૃષ્ટિપથમાં આવે, ત્યાં વિવેકની જરૂર છે. ધારો કે એકીવખતે સમાચાર મળ્યા કે પાંજરાપોળમાં જનાવરોની બિમારીને લીધે સેવાની જરૂર છે. મિત્રની સ્થિતિ ગંભીર છે. પિતાજી સેવા માગે છે. પુત્ર બિમાર છે. ગરીબ પાડોશીને સારવારની ઘણી અગત્ય છે. જ્ઞાતિબંધુ મોટી આફતમાં છે. એમ સેવાના અનેક પ્રસંગો આવી પડે તે સમયે પહેલું ક્યાં જવું ઘટે ? બીજાની શી વ્યવસ્થા કરવી ? કોને સેવાની વધુ જરૂર છે ? પહેલી ફરજ કઈ ? એ બધામાં સમજ અને વિવેકની જરૂર છે. વિચારશીલ પુરુષ જ એનો યથાર્થ રસ્તો કાઢી શકે અને પોતાની શક્તિનો સદુપયોગ કરી શકે, વિવેક અને સદ્‌વિચાર વિનાની સેવા બહુધા લાભને બદલે ગેરલાભ કરે છે. ઓઘદૃષ્ટિવાળો માણસ તો તેણે સાંભળ્યું હોય કે દીઠું હોય તે જ માર્ગે દોડે, અને સમજદાર વ્યક્તિ વિવેકદૃષ્ટિ વડે દ્રવ્ય,

ક્ષેત્ર, કાળભાવ જોઈ સેવા અર્થે યોજાય. એને ફરજનું ભાન હોય, જવાબદારીનું સ્મરણ હોય. એણે આંધળી ક્રિયાને જ સર્વસ્વ ન માની હોય, પણ એની પછવાડે ભાવના અને ફરજનો એને ખ્યાલ હોય. ઓઘદૃષ્ટિવાળો રૂઢિ મુજબ જાનવરને બચાવવા પ્રયત્ન સેવે અને વૃદ્ધ, ગ્લાન કે અશક્ત મનુષ્ય તરફ દુર્લક્ષ કરે, એમાં અતિશયોક્તિ નથી. જરા નજર કરશો તો જણાશે કે આજે શું બની રહ્યું છે? વિચારશીલ પુરુષોને તો જરૂર લાગવાનું કે આજ સુધી અમે કર્તવ્યનો પાઠ તો ભણ્યા જ નથી; માત્ર દેખાદેખીએ, સમજ્યા વિના ધાર્મિક ક્રિયાઓ કરવામાં જ ભવ ગાળ્યો છે. સાચી સેવાનાં હજુ સ્વપ્નેય આવ્યાં નથી. કર્તવ્યમાં જ માનવતા છે. ફરજ ચૂકે એ માનવ નથી, તો ધર્મિષ્ઠ તો ક્યાંથી હોય? સેવાને નિમિત્તે પૈસા તો ઘણાય ખર્ચાય છે. લાખો રૂપિયા વેડફાય છે. પણ તે બધું ઓઘદૃષ્ટિએ, માત્ર ગતાનુગતિક સેવાભાવે. લાખો રૂપિયાનાં મુગટો અને આભૂષણો ભગવાનને ચડાવાય છે અને પોતાની જાતને કૃતાર્થ મનાવવામાં આવે છે. એમણે માન્યું હોય છે કે આમ પ્રભુની સેવા કરવાથી તીર્થંકર નામ કર્મ બંધાય. સેવાથી બંધાય એ વાત સાચી છે. પણ એ સેવા કઈ, કોની, કયા પ્રકારની, કઈ ભાવનાપૂર્વકની અને કેટલી વિવેકબુદ્ધિવાળી હોય? સેવાની વ્યાખ્યામાં જ અંતર છે. નિષ્કામ સેવાનો અધિકાર પ્રાપ્ત ન કર્યો હોય, તો ભલે સકામ સેવા કરે; તો પણ સેવામાં વિવેકબુદ્ધિની પૂર્ણ આવશ્યકતા છે.

જો એને સાચે જ ભગવાનની સેવા કરવી હોય તો તેઓના ફરમાનને વિચારત. એ જ ભગવાનનાં બાળકોને રોટી વગર રિબાતાં, જ્ઞાન મેળવવા માટે જ્યાંત્યાં ફાંફાં મારતાં, અન્યના આશ્રય માટે રઝળતાં ન દેખી શકત. નગ્ન ફરતાં ન નીરખી શકત. આવી સ્થિતિમાં સમાજ સબડતો હોય, હજારો બંધુઓ સાધનના અભાવે મરતા હોય અને મજૂરી કરવા છતાં ટુકડો રોટલો પ્રાપ્ત ન થતો હોય, તેવે વખતે જો એ દેનારમાં વિચારબુદ્ધિ પ્રગટે, તો એ પ્રભુની

મન, વચન ને ધન હોય તે સાધનથી આચરી શકાય છે. માત્ર દિલથી ઊગવું જોઈએ. થોડાં ઉદાહરણો આપી આ વાતની ચોખવટ કરું.

## આંધળો અને સંગીતકાર

વિયેનામાં એક આંધળો માણસ ફીડલથી મેળામાં ભજન ગાતો હતો. પણ કંઠ ખોખરો, સારો નહિ, એટલે ન કોઈ સાંભળે કે ન કોઈ કાંઈ આપે! એક સુપ્રસિદ્ધ ગવૈયો મેળામાં ગયો હતો. તેનો કંઠ સારો હતો. એને આંધળાની આ દશા જોઈ ભલી લાગણી થઈ આવી. એને વિચાર સૂઝ્યો કે કોઈ પણ પ્રકારે આને મારે મદદ કરવી જોઈએ. એ વિચારને પરિણામે એણે તુરત જ આંધળા પાસેથી તેની ફીડલ લઈ ભજન લલકાર્યું ને લોકો એકઠા થઈ ગયા. એક કલાકની સેવામાં તો આંધળાની થાળી પૈસાથી ભરાઈ ગઈ. આ સંગીતકારને કોઈ કહેવા ગયું ન હતું, કે આ અંધની સેવા કરો! પણ એને સ્વયં ઊગ્યું કે આ ઠેકાણે મારે કંઈક કરવું જ જોઈએ. આ પણ એક શાસ્ત્ર છે. પણ નિશાળનું શિક્ષણશાસ્ત્ર અને આ બન્ને જુદા! આમાં સફળ થવું તે અતિશય મુશ્કેલ છે.

## લાલો ભગત

સાયલાના લાલા ભગતનું નામ હવે તો ખૂબ પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે. પોતે હયાત નથી પણ એમનું નામ ચોમેર ખ્યાતિ પામ્યું છે. સાયલાને લોકો ભગતના ગામને નામે જ ઓળખે છે. તેઓ સં. ૧૮૫૬માં સીંધાવદરમાં જન્મ્યા હતા. એ લાલા ભગતની ઉંમર ૭ વર્ષની હતી ત્યારે એને દુકાને બેસાડી એના પિતાજી ક્યાંક બહાર ગયા. આ જ પ્રસંગે દશબાર સાધુઓને ટાઢે ધ્રૂજતા એણે દીઠા. એની પાસે પૈસા નહોતા. લાલાને વિચાર થયો કે દુકાનમાં કામળીઓ ખૂબ પડી છે. લાવ, એમને એક એક આપું. એ સંસ્કારી જીવ હતો. તેણે પાંચ-સાત-દશ એમ પંદર કામળીઓ કાઢી આપી. ટાઢે ધ્રૂજતાઓ લઈ ચાલતા થયા, પણ લાલાને થયું કે મારા બાપુ આવશે કે કામળીઓ

નહિ દેખે ત્યારે મને મારશે. ભલે મારે. માર ખમીશ. એમ વિચારતો એ બહાર ગયો. પાછળ બાપ આવ્યો. પડખેના દુકાનદારોએ કહ્યું કે તારા લાલાએ વ્યાપાર ખૂબ કર્યો છે. જરા કામળીઓ ગણી લે. એ સાંભળી બાપે કામળીઓ ગણી પણ એકે ઘટી નહિ. નજરે જોનાર પડોશીને આશ્ચર્ય થયું. પાડોશી કહે, 'અમે ખોટી વાત નથી કરતા, અમારી સાથે આવો, તમને પ્રત્યક્ષ બતાવીએ.' એમ કહી બાવા ગયા હતા તે માર્ગે તે લઈ ગયો ને બાવાને ભેટાડયા. જ્યાં જુએ ત્યાં કામળી દીઠી. ત્યારથી જ લાલજીની પ્રભુ પ્રત્યેની શ્રદ્ધા જામી. પોતે સત્યવાદી હતો, એટલે બાપને બન્યું હતું તે કહ્યું. બાપ તો આશ્ચર્યમાં ગરકાવ જ થઈ ગયો. એમનું જીવનચરિત્ર અનેક આશ્ચર્યોથી ભરેલ છે.

### નાગેન્દ્ર મહાશય

નાગેન્દ્ર મહાશય નામના એક બંગાળી દાક્તર હતા. એ સ્વામી રામકૃષ્ણ પરમહંસના શિષ્ય હતા. હતા તો દાક્તર, પણ હૃદયમાં ભારે કરુણા. એટલે દર્દી કેમ સાજો થાય એ જ દૃષ્ટિ રાખે. આજના દાક્તરી જીવન જેવું 'લાવ પૈસા, લાવ પૈસા' એમ પૈસા સાથે જ સંબંધ નહોતો. એટલે જ પોતાનું માંડ માંડ પૂરું કરતા, એવી સ્થિતિ હતી. પણ એ સ્થિતિમાંય તે રાજી રહેતા. એકદા એક મહાશયને ત્યાં લગ્નનો મહોત્સવ હતો, ત્યાં એમને ઉપાધ્યાય તરીકે જવાનું હતું. પોતે બે દિવસથી કશુંય ખાવાનું લીધું ન હતું. ખિસ્સામાં ફક્ત ગાડીભાડા જેટલા જ પૈસા હતા. રસ્તામાં એને એક દુખિયો દર્દી મળ્યો. એટલે પોતાની સ્વભાવસિદ્ધ પ્રકૃતિથી એ બેસી ગયા. દવા બતાવી. પણ પેલા દર્દી પાસે તો ખાવાનું પણ નહોતું, એટલે પોતાની પાસેના પૈસા આપી દીધા, વળી ઠંડી હોવાથી પોતાની શાલ તેને ઓઢાડી દીધી. એને એ વિચાર જ ન આવ્યો કે મારે ગામ પાછા ટાંટિયા ઘસતા જવું પડશે અને કામળી વિના ભારે ટાઢ સહવી પડશે. એ વિચાર ખરા સેવકને કદી ઊગતો નથી. પરગજુપણું એનામાં મુખ્ય હોય છે. એટલે મેં બહુ કરી નાંખ્યું એમ કદી એના

દિલને ન થાય! આમનું જીવનચરિત્ર ઘણું સુંદર અને આશ્ચર્ય પમાડે એવું છે.

ઉપરનાં ત્રણ દૃષ્ટાંતોમાં સમય, શક્તિ, સાધના, અને અર્પવાની ભાવના જુદાજુદા પ્રકારની હતી, પણ એકંદરે ઉચ્ચ પ્રકારની સેવા હતી. અને દરેકમાં પોતાની આંતરિક ભૂમિકા પ્રમાણે મનોબળ, ચારિત્રબલ અને સુસંસ્કારિતા ભરેલ હતાં.

હવે હું પોતાની જાતથી માનવતાને નામે જાનને જોખમે મદદ કરનારનું દૃષ્ટાંત કહીશ.

## અદ્‌ભુત સમર્પણ

એકદા એક રજપૂત પોતાની નવવધૂને લઈને પોતાને ગામ જતો હતો. રસ્તો આંબલા ગામમાંથી જતો હતો. આંબલા ગામે પહોંચતાં સાંજ પડી. ત્યાંના લોકોએ તેને ઘણું સમજાવ્યું કે અસૂરું થયું છે. રસ્તો ખરાબ છે. વળી બાઈ પાસે જોખમ છે અને ચોરલૂંટારાની ભીતિ છે. માટે રાત અહીં રહો. રજપૂત અભિમાનનાં વચન બોલ્યોઃ "ભાળી છે મારી તલવાર!" પેલા લોકોએ કહ્યું. "જવા દો, એ મિથ્યાભિમાનીને આપણે તો કહીએ. માનવું ન માનવું ધણીની મરજી!" રજપૂતે તો આગળ રસ્તો લીધો.

દિવસ આથમતો હતો ને રસ્તામાં જટો હલકારો પીઠ ઉપર ટપાલનો મોટો પોટલો અને હાથમાં ઘૂઘરીવાળી લાકડી સાથે ધમધમ કરતો ભેગો થઈ ગયો. હલકારો અને બાઈ સણોસરા નામે એક ગામનાં હતાં. બન્નેએ એકબીજાને ઓળખ્યાં. હલકારાએ બાઇને 'બહેન' કહી બોલાવી, અને સાથે સાથે વાતો કરતાં ચાલ્યા, ત્યારે બાઈના ધણીએ પૂછ્યું, આ કોણ છે? બાઇએ ખુલાસો કીધો કે એ મારા ગામના છે. પણ એ વાત ધણીને ગમી નહી. હલકારો એ સમજી ગયો. પોતે ધીમો થયો એટલે હલકારો તો પાછળ રહી ગયો. અને પેલું જોડલું તો આગળ ચાલ્યું. થોડેક દૂર ગયાં હશે, ત્યાં

ઊંડાણવાળો પ્રદેશ આવ્યો, અને ઊંડા કોતરમાંથી લાકડીઓ અને હથિયારો સાથે ૧૨ માણસો નીકળી આવ્યા. રજપૂત જરા જોર કરવા ગયો ત્યાં તો રજપૂતને લાકડી મારી પાડ્યો અને ગાંઠડા પેઠે બાંધી મૂક્યો. બાઈને કહ્યું, "મૂક ઘરેણાં." બાઈ નિરુપાય હતી. તેણે ઘરેણાં મૂકી દીધાં. પોતાની લાજ ન લૂંટાય તે માટે તે સાવચેત થઈ. ઈશ્વરપ્રાર્થના કરવા લાગી, 'હે દીનદયાળ! મારું રક્ષણ કરજે.'

ચોરોની દાનત બગડી અને લાજ લેવા તૈયાર થયા. ત્યાં એને પાછળ આવતો જટો હલકારો યાદ આવ્યો. 'જટા, જટા,' કરીને મદદ માટે મોટેથી બૂમો પાડી. જટાના મનમાં થયું, 'ગમે તેમ તોય હું માણસ! વળી તે મારા ગામની દીકરી! જરૂર કંઈક ભયમાં છે. આ વેળાએ મારે મદદ કરવી જોઈએ. ગમે તે થાય, પણ મારી ફરજ મારે બજાવવી જ જોઈએ.' જટો દોટ મૂકીને તે સ્થળે પહોંચ્યો. પેલાઓનું ધ્યાન ખેંચાય તે પહેલાં તો ટપાલનું પોટકું ફગાવતો, કેડે બાંધેલ ફાટતીલ મ્યાનવાળી તલવાર કાઢતો તે મરણિયો થઈને તૂટી પડ્યો. પેલા બાર હતા. સામે થયા. પણ મરણિયા થયેલ જટાએ ચીભડાની માફક સાતને રેડવી નાંખ્યાં. પોતે હતો એક. પણ મરણિયો; લૂંટારાઓએ જોયું કે હવે આ માણસ મરણિયો બન્યો છે ને આપણું આવી બન્યું! એમ સમજીને બચ્યા તે ભાગ્યા.

જટા ઉપર પણ ઘા પડ્યા હતા. પેલી વીરાંગના બાઈને પણ શૂર ચડ્યું. એણે પણ હાથ બતાવ્યા. જટાને બચાવવા ખૂબ પ્રયત્ન કર્યો. પણ તે ઘવાયો હતો એટલે એ બચે તેમ ન હતું. પોતે પણ ઘવાયેલ. એણે ધણીનાં બંધન છોડયાં. એના ધણીને તો મૂઢ માર લાગ્યો હતો. બંધ છૂટયા એટલે ધણીએ બાઈને કહ્યું કે, "ચાલો, હવે ઝટ આપણે નીકળી જઈએ, નહિ તો હજુ જોખમ છે." પણ વીર રજપૂતાણી બોલી: "જે જોખમ હતું તે ગયું. હવે જોખમ કોનું અને શું? આ મારા વીરાએ તો આપનો જાન બચાવ્યો છે. પણ મારો તો શિયળરૂપી આત્મા બચાવ્યો છે. એટલે એની લાશને સૂની કેમ

મુકાય ? ' આખર એ પવિત્ર વીરાંગનાએ પણ પોતાના ધણીને સમજાવી પોતે ચિતા સળગાવી અને જટાની ચિતા સાથે એ પોતે ભસ્મ થઇ ગઈ. કેવું અદ્દભુત બલિદાન ? કોની પ્રશંસા કરવી ? જટા વીરની કે રજપૂતાણી વીરાંગનાની ! બન્નેએ પોતપોતાનો સ્વધર્મ બરાબર બજાવ્યો. જટાને ઠેકાણે કોઇ માનવતાવિહોણો હોત તો પોબારા જ ગણી જાત, અને કાં તો લૂંટારાઓ લૂંટીને અને રંજાડીને ચાલ્યા જાત. ત્યારે પેલા રજપૂતને પેલા મૂર્ખ પંડિતની જેમ ઉપદેશ આપવા માંડત કે ગામવાળાના ના કહેવા છતાં તમે કેમ અભિમાનથી ચાલ્યા ?

**મૂરખ પંડિત**

આવો જ મૂર્ખ પંડિતનો એક સ્થળે ઉલ્લેખ છે. એનું નામ હતું કાશીરામ પંડ્યા. એક નાનકડા ગામમાં કાશીરામ પંડ્યા નિશાળ ભણાવતા હતા પણ વિદ્યાર્થીઓને વિદ્યાદાન દેવું એટલે પશુમાંથી માણસ બનાવવા એ ભાવનાથી પંડ્યાજી અજાણ હતા. એ તો ચોપડીઓ વંચાવી પાસ કરાવવામાં સમાપ્તિ માનતા. એક સમયે રમુ નામનો એક રમતિયાળ છોકરો માસ્તરની મનાઈ છતાં સ્નાન કરવાના ઇરાદાથી કૂવા ઉપર ગયો. બનવા કાળ છોકરાનો પગ લપસ્યો અને કૂવામાં પડ્યો. છોકરો બિચારો તરવાનું જાણતો ન હતો. એટલે ગળકા ખાવા માંડ્યો. તે જ સમયે પંડ્યાજીનું અચાનક ત્યાં નીકળવું થયું, ને માસ્તરની નજર કૂવામાં ગળકાં ખાતા રમુ ઉપર પડી. સાહેબ ખિજાઇ પડ્યા. રમુને તેની ભૂલ માટે ઠપકો આપવા લાગ્યા અને એમ નહિ કરવા માટે ઉપદેશની ઝડી વરસાવવા મંડી પડ્યા: “મૂર્ખ ! શિક્ષકનું નહિ માનનારના આવા જ હાલ થશે—થવા જોઈએ.” એ કેવું પોથી પંડિત્ય ? મૂર્ખ પંડ્યાજીને એટલી અક્કલ ન પહોંચી કે હું પહેલાં એને બહાર કાઢું અને પછી ઉપદેશ આપું. આવું તો ઘણા કિસ્સામાં બને છે. તમે તમારા નિત્ય જીવન ઉપર દૃષ્ટિપાત કરશો તો પંડ્યાજી જેવી ભૂલો તમે પણ કરી

હોય છે તેમ દેખાશે. પંડ્યાજીની ઉપદેશધારા ચાલુ હતી. લાંબા હાથ કરીને કૂવામાં ભાષણ આપતા આ મૂર્ખને જોઈને રસ્તે ચાલ્યા જતા એક ભરવાડને કુતૂહલ થયું કે માસ્તર કોની સાથે બોલે છે? જેવી એણે કૂવા ભણી નજર કરી તો વલખાં મારતો છોકરો દીઠો. ભરવાડ સેવાનાં શાસ્ત્રો ભણ્યો ન હતો. પણ એનામાં લાગણીનું તત્ત્વ હતું. એ દશ્ય જોયું કે તરત જ એણે કૂવામાં ઝંપલાવ્યું અને છોકરાને ખૂબ પ્રયત્ન કરી બહાર કાઢ્યો. છોકરો બેશુદ્ધ હતો. અનેક ઉપાયોથી તેણે પીધેલું પાણી બહાર કાઢ્યું. છોકરો બચી ગયો. કહેવાનું તાત્પર્ય એ છે કે આમાં શ્રેષ્ઠ કોને કહેવો? ભરવાડને કે માસ્તરને? માસ્તરનો પુસ્તકઉપદેશ સાચો હતો. ભરવાડને એમાંનું કંઈ આવડતું ન હતું. એ તો માત્ર એટલું જ સમજતો હતો કે માણસ મરતો હોય અને આપણામાં એને બચાવવાની શક્તિ હોય ત્યારે થોભાય જ કેમ? એથી જ શાસ્ત્રો કહે છે કે જેને દ્રવ્ય, ક્ષેત્ર, કાળભાવનું ભાન નથી એની સેવા બહુધા નિરર્થક નીવડે છે. સેવા એ કંઈ ગોખવાની, લખવાની વ્યાપારી વસ્તુ નથી. એ તો જીવનની સુસંસ્કારગત ચીજ છે. પણ એ મળે ક્યારે? જ્યારે માનવતા પ્રગટે ત્યારે.

જગતમાં બહુધા આ પંડ્યા જેવું જ બનતું હોય છે. કમનસીબે કોઈ એક વ્યક્તિએ ભૂલ કરી અને તેના પરિપાકથી તે રિબાતો હોય, ઊગરવાના સ્થાનને શોધતો હોય, ત્યારે તે શ્રીમાન ઉપદેશ દેવા બેસે કે આમ નહોતું કરવું; અમે નહોતું કહ્યું? આમ કરાય? જરાક તો વિચાર કરવો હતો? વગેરે. આ રીતે જાણે પોતામાં ડહાપણનો ખજાનો ભર્યો હોય અને પોતે કોઇ દિવસ ભૂલ જ ન કરતો હોય એમ શિક્ષાનો ધારાપ્રવાહ ચલાવવા લાગી જાય છે. "દાઝ્યા ઉપર ડામ અને પડ્યા ઉપર પાટુ" જેવું કરે. કેવું દુર્વર્તન! એવે વખતે પણ એને મદદ કરવાની અને શાંતિ આપવાની તક એ જતી કરી શકે છે, પણ શિખામણ દેવાની તક એ જતી કરી શકતો નથી! માનવતા ખીલી હોય તો એમ ન થાય.

### કર્તવ્યનિષ્ઠા અને પરોપકાર

આ બધાં દૃષ્ટાન્તો અને અગાઉ સ્વધર્મનાં જે દૃષ્ટાંતો આપી ગયો છું તે બન્ને વચ્ચે એક છૂપો ફેર છે! તે અહીં કહી દઉં! સ્વધર્મમાં પોતે જે ભૂમિકા પર છે, તે ઉદાત્ત હેતુની વફાદારીનો પ્રશ્ન છે. એટલે ત્યાં જે જે પ્રકારની અંતરંગ ભૂમિકા અને પોતાની ક્ષેત્રમર્યાદા હોય તે તે જાતનો ધર્મ બજાવવાનો હોય છે. એટલે એકે બજાવેલા સ્વધર્મ વચ્ચે અને બીજાએ બજાવેલા સ્વધર્મ વચ્ચે ભારે અંતર હોય એ સ્વાભાવિક જ છે. વળી સ્વધર્મમાં કોઈને કોઈ પ્રકારની દૃઢ નિષ્ઠાનું બળ હોય છે. ઘણા વખતથી એકધારી ચાલી આવેલી સાધના હોય છે. પરોપકારમાં ઉદાત્ત ધ્યેય કરતાં તો લાગણીનું તત્ત્વ જ બળવત્તર હોય છે. બીજાની આવી પડેલી પરિસ્થિતિમાં માનવતાને નામે જે કંઈ સૂઝે તે પરોપકાર માનવી પાસે કરાવી નાખે છે. સારાંશ કે સ્વધર્મમાં અંગત સુધાર એ મહત્ત્વનો પ્રશ્ન અને એવા પ્રકારનું ધ્યેય છે; જ્યારે પરોપકારમાં પરપીડાનિવારણ એ મહત્ત્વનો પ્રશ્ન છે અને એવા પ્રકારનું ધ્યેય છે. સ્વધર્મમાં માનવતાના ધ્યેયથી માંડીને ઠેઠ મોક્ષ સુધીની ભૂમિકાંઓનો સમાવેશ થાય છે. જ્યારે પરોપકારમાં કેવળ વિશુદ્ધ માનવતાની ભૂમિકા છે. એ શુભ ભાવથી પુણ્ય ઉપાર્જન કરે છે, અને એ માનવતાની ભૂમિકામાંથી સેવાના ક્ષેત્રમાં ક્રમે ક્રમે દૃષ્ટિ બદલતાં એ પણ ઊંચે ને ઊંચે જઈ શકે છે. પણ સ્વધર્મની કક્ષાથી ઉપર ચડેલો સેવક 'સ્વ અને પર' બન્નેનો સમન્વય સાધવામાં જેવી આરપાર ચોક્કસ ફતેહ પામે છે, તેવી ફતેહની આશા પરોપકારના પગથિયે સીધા ચડનારમાં ન રાખી શકાય.

### પરોપકારનું ક્ષેત્ર

માનવતાને નામે પરોપકારનું ક્ષેત્ર વિશ્વવિશાળ હોય છે, એટલે તેવા પરોપકારી પુરુષને લિંગ, જાતિ, દેશકાળના ભેદોની દીવાલ નડતી નથી.

## બાવલા ખૂન કેસ

મુંબાઈના નેપિયનસી રોડ પરના બાવલા ખૂન કેસ વિષેની બધી બીનાઓથી તમે સારી રીતે પરિચિત છો. એટલે અહીં માત્ર એનો ઉપરચોટિયો ઉલ્લેખ જ કરું છું. ત્યાંથી મોટરમાં પસાર થતા યુરોપિયન બંધુઓએ બાવલા પક્ષમાં જે કંઈ વહાર કરી તે શુદ્ધ માનવતાભર્યા પરોપકારનું આબેહૂબ દૃષ્ટાંત છે.

માણસ ઉપર આફત છે અને અમે પણ માણસ છીએ, માટે માનવતાને નાતે મદદ કરવી જ જોઈએ, આવી માનવતાની લાગણીએ તેમણે ઝુકાવ્યું. પરિસ્થિતિ ભારે વિષમ હતી. સામેનો પક્ષ ઘણાં જ સાધનો સાથે વ્યવસ્થિત થઈને આવ્યો હતો. પોતાના જાનનું જોખમ એમાં સમાયેલું હતું. પણ જાન કરતાં કર્તવ્ય એમને મહાન લાગ્યું, અને એમણે પોતાના જાનની પરવા કર્યા વગર ઝંપલાવ્યું. બાવલાને તો ગોળીની એવી ચોટ લાગી હતી કે તે ન બચી શક્યો. પણ આ ગોરા માનવબંધુઓએ તેનો અચૂક સામનો કર્યો. જોકે પશુબળ સામે એ પશુબળનો સામનો અંતરંગ દૃષ્ટિએ ભારે કસોટી માગે છે. એટલે એ માર્ગ વિધેય હતો કે અવિધેય તે વિષે હું ચર્ચા નથી કરતો, અને તે ચર્ચા અહીં પ્રાસંગિક પણ નથી. હું તો અહીં પરોપકાર માટે મારું જે કંઈ વક્તવ્ય છે તેનું જ સમર્થન કરી રહ્યો છું. પરોપકારની માનવસુલભ સહાનુભૂતિની લાગણીએ એમને લિંગ, જાતિ કે દેશકાળનો ભેદ ન જોવા દીધો. પોતે બીજા જ દહાડાની સ્ટીમરમાં સ્વદેશ જવાના હતા. આ સંડોવણીમાં કદાચ બચાશે તોયે કાળક્ષેપ થશે. એવા મૂઢ સ્વાર્થી ખ્યાલોએ પણ એમને મૂંઝાવા ન દીધા. વ્યાસ ભગવાન ઠીક જ કહે છેઃ પરોપકારપુણ્યાર્થે પાપાર્થે પરપીડનમ્.

સરિતા વાયુ ને વૃક્ષો, ગોમાતા મેઘ ને સંત સૌ
જગવે માનવી હૃદયે, પરોપકાર પ્રેરણા

મહાશયો !

પરોપકાર પછીનું પગથિયું અર્પણતાનું આવે છે. અહીં આવ્યા એટલે જૈન આગમોની દૃષ્ટિએ માર્ગાનુસારીની ભૂમિકાએ આવી પૂગ્યા.

## અર્પણતાની ભૂમિકા

ઉપરની નજરે તો પરોપકારની ભૂમિકા અને અર્પણતાની ભૂમિકામાં લાંબો ફેર જણાતો નથી. ઘણીવાર એવુંય બને કે પરોપકારની લાગણીથી પ્રેરાયેલાનું બલિદાન અર્પણકારના બલિદાનથી વધુ દેખાય. પણ અંતરંગ કક્ષાનો એ બે વચ્ચે મહાભેદ રહ્યો છે. ધ્યેયદૃષ્ટિ સ્થિર થયા વિના અને વિચારોની પરિપકવતા જામ્યા વિના અર્પણતાની ભૂમિકા પામી શકાતી નથી. અર્પણકારનો ભોગ સ્થૂળ દૃષ્ટિએ જોતાં ઓછો લાગે તોય સૂક્ષ્મ દૃષ્ટિએ મહાન અને કાયમી હોય છે, એથી એ. પોતાના ચિત્તને હરપળે પ્રસન્ન રાખી શકે છે. અને એની અર્પણતાના પાત્રને પણ પ્રેરી શકે છે. હવે આ બીનાને હું વિવિધ ચિત્રો દ્વારા સ્પષ્ટ કરું.

## મહામહોપાધ્યાય શંકરલાલ શાસ્ત્રી

મોરબી ગામના પ્રસિદ્ધ પંડિત શંકરલાલ શાસ્ત્રીનું નામ એક વિદ્વાન તરીકે કાઠિયાવાડ અને ઠેઠ ગુજરાત સુધી તો જાણીતું જ હતું. પણ તેમની વધુ વિશેષતા તો તેમના હૃદયની ઉદારતામાં હતી. ઉદાર મનોવૃત્તિ પૂર્વસંસ્કારોમાંથી સાંપડે છે તે વાત તો ચર્ચવાની ભાગ્યે જ જરૂર હોય !

એકદા એ મહામહોપાધ્યાય શંકરલાલ શાસ્ત્રી પૂજામાં બેઠા હતા, એટલામાં એક બ્રાહ્મણ ભિક્ષુક ‘ લક્ષ્મી પ્રસન્ન ! નારાયણ હરે’ કહી લોટ માગવા માટે આવી ઊભો રહ્યો. ઘરમાં કાંઈ ન હતું. અને શાસ્ત્રીજી તો અંદર પૂજામાં બેઠા હતા. ઘરની ઓસરી પાસેની નીચેની પેઢલી પર સંડાસે જવાનો પિત્તળનો લોટો પડેલો હતો. આમતેમ

